SHREE RANJIT BULLETIN

વાર્ષીક લવાજમ રૂ. ૨, પરદેશ શી. ૬

પુ. ૨ જું | અંક ૧૪ મો | તા. ૪-૪-૩૬ | કીંમત ૧ આનો

# સ્ટુડીઓના દરવાજેથી

## પીંછીની પીછાન

સોમવાર સુધી "સીપાઇની સજની"એ મુંબઇને અજબ રંગનો પરિચય કરાવી વિદાય લીધી છે. દીલ્હી તરફ એ ઉપડી ગએલ છે. હાથથી આખી ફીલ્મ પર રંગ મુકવો એ અતિશય કઠીન કામ છે પણુ રણજીતે આ દિશામાં પહેલ કરી છે અને જ્યારે આજે ચિત્રકારોની કદર કરવાની વાત ચાલી રહી છે ત્યારે રણજીતે અનેક પીંછીઓની આ રીતે કદર કરેલ છે.



" સિપાહીની સજની "નું એક દૃશ્ય



કુ. ગોહર

વેસ્ટ એન્ડ ટોકીઝ પર તા. ૫મી માર્ચ ૧૯૩૬થી "સીપાહીની સજની" એ સ્થાન નક્કી કરી લીધું છે અને હજુ પણ આ થ્રીલર-ડી-લક્ષ વેસ્ટ એન્ડ પર શરૂ છે અને પબ્લીક હજુ પણ એ જોવા હાજર થાય છે.

## રીવોલ્વર તાંકીને

હંસા અને દીલીપ સામસામાં રીવોલ્વર તાંકી હૃદયો મેળવે છે. એક બીજાનાં દુશ્મન બની પ્રેમ કરે છે. હંસા સાહસની દુનીઆ તરફ સઢ ચડાવે છે અને દીલીપ જેવા પુરૂષોને પણ સમજાવે છે કે જીવન જંગમાં માત્ર પુરૂષનેજ ખેલવાનો હકક નથી. થ્રીલ્સ માટે તો આ ફીલ્મ અજબ છે એમ પ્રેક્ષકો જરૂર કહે છે. અને હંસાની ભુમિકા હિંદની અજોડ નટી મીસ ગોહર ભજવે છે ત્યારે દીલીપનો ફાળો પ્રખ્યાત નટ મી. ઇ. બીલીમોરીયાને શીરે ગયો છે.

શ્રી. ચંદુલાલ શાહે કેમેરાને સ્કોપ આપી, સુંદર સેટીંગ્ઝ ઝડપી, મોહક ધ્રુજારીઓ ભરેલી વસ્તુ આંહી રચી આપી છે.



" મતલબી દુનીઆ "માં મિસ મધુરી અને ઇશ્વરલાલ

## વૈભવ સિવાય

અને હવે એમને " પ્રભુના પ્યારા " રોકી રહેલ છે. જેઓ પર જીવન હસતું નથી, જેઓનો " વૈભવ " માત્ર ગરીબી હોય છે. જેઓનો મહેલ એક ઝુંપડી હોય છે, તેવાઓનાં જીવન પર મી. ચંદુલાલ કેમેરા મુકી રહ્યા છે. સામાજીક કૃતિઓ માટે ચંદુલાલ શાહ પ્રોડક્ષન મશહુર છે–અને " પ્રભુકા પ્યારા " પણ એજ દિશામાં પગલાં પાડે છે. મીસ ગોહર મુખ્ય ભુમિકા ભજવે છે, મી. ઇ. બીલીમોરીઆ પણ એમની સાથે છે.

## ફરી એ દુનીઆ.

ત્યારે "મતલબી દુનીયા" મી. જયન્ત દેસાઇને એમ અપ્રવૃત્ત બેસવા દે તેમ નથી. આ પ્રોડક્ષનનું કામકાજ ધમધોકાર ચાલી રહ્યું છે. વચ્ચે મીસ મધુરીની તબીયત બરોબર ન્હોતી પણ હવે તો એ આવી ગયેલ છે એટલે "મતલબી દુનીયા"ની હીરોઇન સેટમાં ઝબકી રહેલ છે. મી. રાજા સેન્ડો પણ ત્યાં દેખાઇ જાય છે.

## કારાવાસનું પંખીગાન.

હવે પછી મી. જયંત જે સ્ટોરી લેવાના છે એ તૈયાર થઇ ગઇ છે અને 'કારાવાસનાં પંખીઓ' આંહી ખાસ કીલકીલાટ કરવાનાં છે. જેલ મહેલની વાતો કહેતી એમની વાર્તામાં એક સ્ત્રી દેખાવ દે છે અને જેનું જીવન જહાજ ખરાબે ચડી ગયું છે એવા ગુન્હેગારને એ સ્ત્રી ઉગારી લે છે. વાહ, કેવી અચ્છી વસ્તુ! કેવી મીસ મધુરીની ભૂમિકા!



" દિલકા ડાકુ "નું એક દ્રશ્ય

**દીલકા ડાકુ.**

"દીલકા ડાકુ" વેસ્ટ એન્ડ તરફ એકી ટશે જોઇ રહ્યો છે. લાગ મળે કે ઉપડી જાવું ! પણ એ પહેલાં 'ચાલાક ચોર' ચાલાકી કરી વેસ્ટ એન્ડ પર આવતા શુક્રવારે આવવાનો છે.

મી. મધોકની કૃત્તિ' દિલકા ડાકુ'માં રોમન જગતની થોડી ઝાંખી થાય છે. ઓહો ! આ જબ્બર થાંભલાઓ પાસે કોણ દેખાય છે ? ન ઓળખ્યાં ? એજ ખુદ રોઝા હાટે ! અને આ ફીલ્મનાં હીરોઇન—અને એજ જુના અને જાણીતા રાજા સેન્ડો. અરે પણ આ ઝબ્બામાં કોઇ પતલી મૂર્તિ કોણ છે ? એ તો ચાલી—

"દીલકા ડાકુ" જોવા તૈયાર રહેજો. મી. મધોક માટે પણ નવી સ્ટોરી તૈયાર થતી જાય છે એમણે એક કરૂણ કીસ્સા પર નજર નાખી છે.

પર્વત માળાની વચ્ચે એમની વાર્તાની માળા ગુંથાવવાની છે.

× * ×

હિંદના પાટનગર દીલ્હીમાં "સીપાહીની સજની" અંગે જબ્બર ઉત્સાહ ફેલાઇ રહ્યો છે એવા ખબર મળે છે.

× * ×

'ચાલાક ચોર'માં પહાડના બે ડાયરાઓ દેખાય છે. એમાં સાચ્ચાં જીગરની જી બતાવવામાં આવે છે. રાજા સેન્ડોનું આ પ્રોડક્ષન રાજા સેન્ડો અને પદ્માદેવીને મેદાન પર લાવે છે.

# STUDIO NORTH EAST WEST SOUTH

## FIRST IN EVERYTHING

RANJIT has scored another beat in its long career of being first in every thing. "Soldier's Sweetheart" was selected for the initial programme presented in colours. The hand coloured copy was shown at West End Talkies to the entire satisfaction of the public. Last Tuesday, the coloured copy was sent to Delhi.



GOHAR

"Soldier's Sweetheart" still runs at the West End–It opened there from the 5th of March 1936, and it drew a big audience. Still it draws the crowd.

Miss Gohar and E. Billimoria play the main roles very cleverly. Chandulal Shah has treated the subject in the most refreshing manner.



E. BILLIMORIA

## On The Threshold of the Poor



A Secne from "Soldeir's Sweetheart"

And Mr. Shah is concentrating on "Prabhuka Pyara". He is placing the camera on the lives of the many.—"Slums" will be shown and the simplicity of life will be flashed. His theme does not move round a motor car or palace. He is taking a slice from the dark and dismal life one has to live! He is depicting realism. Gohar will be playing "Whom Gods Love" role.

# Those Jail Birds!



**MADHURI in "Mutlabi Dunia"**

Mr. Jayant Desai is on with "Matlabi Dunia"—Miss Madhuri was a bit unwell, now she is "sunny" and is seen in the "sets" of the above picture, with Raja Sandow. This film will be completed soon and then Bang! Mr. Desai is going to handle a dangerous culprit in his new production. You will hear twitters of Jail Birds. It is the story of a man who loses himself to be brought to his place by the aid of a woman. It is a promising story with gags and problems. Miss Madhuri is being trained to stand the atmosphere of Jail life—made of "sets".

## "DILKA DAKU" On His Way

"Dilka Daku" is a shrewd fellah! With him, he brings a lovely rommance—moon and music, and trembling of hearts. Miss Rosa Hate' appears for the first time with her pleasing voice. Raja Sandow appears with his fine acting. "Dilka Daku" is Mr. Madhok's production. He has tried to make it very "convincing"—and has tapped music cleverly. The background is Roman with big pillars. His next will be a story that breathes on the mountains—and you can at once imagine that mountains have in them a magic—and mood....

* * * * *

News come from Delhi that people are clamouring for "Soldier's Sweetheart"

* * * * *

## "BLACK BANDIT" at West End

"Black Bandit" will be the brightest pebble on the shores of cinemas from 10th April. It will wake up the public—You all will go to West End to witness the exploits of the Bandit played with vigour by Raja Sandow—who is also the director. Padma Devi plays the heroine—some of the meeriest moments, you will find here.

# Do You Feel Sorry For Me?



RAM APTE speaks up to settle the question whether or not Movie Children lead dreary tortured lives. I was promenading on Worli with little Ram when he blustered out a few answers to my questions.

Sure I have heard people say they felt sorry for kids in the Movies. We are supposed to grow up too fast (Well I don't) or something and not to have the fun other kids make. Listen friend let's have those Chestnuts and Ice fruits I like there so much, well, when a movie celebrity asks for a thing one could hardly refuse, so I had to pull off the zip of my purse,

Now take for instance, I have been with Ranjit since four years and gosh have I had fun? When I was on the stage we did just about everything. The first time I went on location at the time of "**Vishwamohinee**" with Ranjit I learned how to climb trees, I did not go upto the top, but just a little way. I like to work on locations, than in the studio, How's that kid I asked?' Well you see,— They give us our Lunch free when we work out of the studio like that.

We have had a lot of location trip on this picture "Soldier's Sweetheart" and its like going on a picnic. They spread out long carpets for the staff at lunch time, and we have hot purris, bhajiyas, milk, and fruits, and besides, all I share a cup of Tea with Miss Gohar, you know she prepares her own Tea and it is simply marvellous.

And anothers thing I do like about this acting business is that I don't have to go to school from 10 to 5 every day with just a little recess between. But when I have no make up I study with my father in the Studio Gallery from 9 to 11 a. m. and then roll about the studio the whole day long.

Some times I go to the West End, with a few friends. Mr. Ganpatrai is very kind, and he allows me access and besides that he offres me Ices in the interval, (I wish I could go there everyday) for those Ices only.

Acting is merely play to me OH. may be when I grow up 25 or 30, I might get a job, but right now I can't think of anything that be in the MOVIES.

**One of His Acquaintences.**

# મતલબી દુનિયા

રણજીતની સામાજીક કૃતિ
"મતલબી દુનીયા" પર
કોઇ એક ઘરગથ્થુ શાયરે
કલ્પના મેળવી આ
લખાણ રચ્યું છે—



જ્યાં જ્યાં નજર મારી ફરે
મતલબ ભરી ત્યાં જગતની
જ્યાં જ્યાં કદમ મારા પડે
મતલબ ખડી આ જગતની—

\+ ÷ *

વિશ્વાસના આ વિશ્વમાં
લાખ્ખો દીવાના થઇ ફરે
સમજાય એને સત્ય
કે મતલબ માનવને હરે—

\+ + +

સુખ અને શાન્તી તણા
વાયરાઓ ભલે વાય
ભ્રાતૃભાવ અને ભાવનાની
વાતો ભલે થાય
સ્વાર્થની ડમરી ચડે
ત્યાં ભાવના ભુલાય છે
મતલબ પર મન ઢળે
ત્યાં માણુસાઇ ભુલાય છે—

\+ × *

જીનીવાની સભામાં
કે ભાષણોની દુનીઆમાં
વિશ્વ શાન્તીનો નાદ સંભળાય છે—
અને ગડગડે છે તોપ
અને ઉછળે છે બોંબ ગોળા
એબીસીનીવાઓના આકાશમાં
તુટી પડે છે હવાઇ જહાજો
એ બધા અવાજોમાંથી
સંભળાય છે સ્વાર્થ સ્વાર્થ

* * *

દુનીઆનો બગીચો બનાવવા
ભાંડુંઓને સુખી કરવા
જન સમુહને સમૃધ્ધ બનાવવા
જે કોઇ જાગશે
એનેજ યુગ કલગી પહેરાવશે
અને ત્યારેજ મતલબી દુનીઆ
મતલબી મટી નવી દુનીઆ બનશે—

**સીનેમા જગતનો**
**નાનાલાલ.**



પદ્માદેવી

" ચાલાક ચોર "માં પ્રસંગોની અજબ છોળ ઉડે છે.

મૂકિ અને માશુક માથાં મૂક્યાં વિના મળતાં નથી એ હકીકત રજુ થાય છે.

રીયાસતની દુનીઆમાં કેવાં કાળાં ધોળાં ચાલે છે એનું સચોટ દર્શન આંહી થાય છે.



**બ્હારવટીઆની**
**બહાદુરી**
**એટલે આ બોલપટ**





રાજા સેંડો અને ખાતુન



**જીગર બાજોની**
**અજબ મસ્તી**
**એટલે આ પીકચર**





ઇશ્વરલાલ અને રાજા સેંડો



# પડદા વગરનું પરાક્રમ

રણજીતના હીરો માત્ર રૂપેરી પડદા પરજ પરાક્રમ કરવામાં માનતો નથી. પડદા સિવા-યના જીવનમાં પણ એ સાહસને દરીયે ચડે છે.

આંહી તમે જે છબી જુઓ છો એમાં તમારા માનીતા મી અદી એના શિકાર સહિત બેઠા છે.

વાત એમ બની કે એ એમની માનીતી રાઇફલ લઇ જંગલમાં રખડતા હતા ત્યાં એમણે એકો એક પંખીઓનો અને બીજાં પશુઓનો શોર સાંભળ્યો. એને જંગલના જીવનની ખબર હતી એટલે તરતજ એ સમજી ગયા કે નજીકમાં કોઇ રાની જાનવર હોવુંજ જોઇએ. એમની આંખો સતેજ થઇ. રાઇફલ પર હાથ ગયો અને એમની નસમાં ધબકારા વાગવા લાગ્યા. એમને એક અચ્છો મોકો મળ્યો હતો. આવા વિચારમાં તેઓ જંગલપર આંખ માંડી રહ્યા હતા ત્યાં એકદમ ચળકાટ થયો અને એક દીપડો કુદી પડયો.

દીપડો એ અતિશય ચપળ હોય છે. સપાટામાં એ પોતાનો પંજો ગમે તેના પર અજમાવે છે, અને જાન લઇ જાય છે. સિંહનો વિશ્વાસ જંગલમાં પણ રાખી શકાય કારણ કે એ પશુઓનો શહેનશાહ છે. પરંતુ દીપડો તો પાછળથીજ છાપો મારનાર, પેટે ચાલીને એ શિકાર મેળવે છે.

એવાજ એક વીકાળ દીપડાની સામે મી. અદીની રાઇફલ તકાણી અને એ પશુ આબાદ નીશાન બની ગયું

એ દીપડાનું સુંવાળું ચામડું તમે માગી નહીં મંગાવતા.

હવે, બોલો, મી. અદી બીલીમોરીઆ અજબ ખેલનો છે ?



Madhuri in "Matlabi Dunia" મધુરી "મતલબી દુનીયા"માં.



Raja Sandow and Padmadevi in "Black Bandit"

રાજા સેન્ડો અને પદ્માદેવી "ચાલાક ચોર 'માં

...ા જમાનાનો ગોલ

# વિમો

સીનેમાની દુનીઆમા
વીમાની સાથે
સૌ કોઇની જીભ ઉપર
એકજ નામ આવે છે

# કાળીદાસ
# વીમાવાળા

આગ કે અકસ્માતને
લગતા ફીલ્મી
દુનીઆના
તમામ વિમાઓ માટે

લખો યા મળો:—

## શ્રી. કાળીદાસ વિમાવાળા

ભીખોબા નીવાસ, ગોખલે રોડ,
દાદર, મુંબઇ—૧૪.

:ટેલીફોન નં.

ઓફીસ નંબર : ૨૩૬૦૦

ઘરનો નંબર ૬૦૫૩૯

# YOUR MEMORY TEST

Have you seen silent Dixit? State where and when :

* * * *

Miss Gohar aimed straight at a valuable mirror—what was that picture?

* * * *

There was something wrong with Keki Bawa's eye in one of the pictures—Find it.

* * * *

Ghory had to swallow a big doze of castor oil—Name that scene—

* * * *

When was Madhuri seen with the Lotus flowers?—what was that film?

* * * *

In "Radha Rani" did Gohar pray? or was it some other picture?

* * * *

Do you remember to have seen Gohar with a bow and an arrow?

* * * *

Raja Sandow is never seen in a female garment—now watch for it. No, Sir, I am not pulling your leg.

* * * *

Did Charlie feature in "Toofan Mail"?

* * * *

Where you have seen Ishwarlal with "Dhoties"—How many pictures?

* * * *

What is the title of "Matlabi Dunia" in English?

* * * *

Who plays violin in the Comedy staff of Ranjit?

* * * *

What is the colour of E. Billimoria's car?

* * * *

E. Billimoria goes "goofy" in which picture?

* * * *

What was Khatoon's name in "Sitamgar"?

# Bravado of the Barber



Raja Sandow in "Black Bandit"

The BLACK BANDIT from the times immemorial the community of Barbers is known to be the greatest influence-creator. —In fact in olden times they were the walking Gazettes—carriers of news, good, bad or indifferent from one person to the other, from one place to the other. And the clever people made good use of this trait of this community. But the fools were befooled by the Barbers.

In fact, they were performing the same functions the present day penny sensational Journals are doing.

More often than not, the Barbers were a baneful influence on the Society, ...her in Europe or in India or in China or in Timbucktoo. And to-day even the ...mmunity as such had not changed. We read that the secret Service Departments ...all the nations have acknowledged the Barbers as the cleverest cullers of news and ...sips. With the ladies of modern times and thought patronising the H. C. Saloons ...rber's importance in this gentle art of scandal—mongering and scheming and plotting ...d performing "Northcliff" stunts, has taken an important turn. And every body ...m prince to pauper not only entrusts his head in the hands of these Barbers but ...nds his ears to the gullible tongue of this Barber and gets influence.

In **"Black Bandit"**, our patrons will find a true son of this great community ...aying Tallyrand and Chanakya rolled into one. But it was an endeavour only for ...s true son had not the brains of any of these diplomats—He was merely a low ...emer.

Naturally, therefore, those who pitched their faith in this Wielder of razor and ...ssors did comb in the beginning fruitful harvest but ultimately escaped with their ...ir cut and singed.

This knight of the Brush (soap) foamed about in the beginning of his career ...d smoothed his rugged course of life as he did the beards of his masters.

Our Patrons who patronise the Cinema Halls where our great thriller ...e "Black Bandit" sheds lights and shadows will surely experience the thrills and ...spense along with the march of event in the life of Mavji, the Knight of the Brush, ...e Chevalier of the Scissors, the Esquire of the Razor and the Ruler of the Realm ... Beards and Tyrant of the Hairy Regions of Human Anatomy.

# જીવન કોણ જીવે છે ?

**ચાલાક ચોર**
જીવનના
અજબ રંગો
રજુ કરે છે

**જુવાનસીંહ**
મામા સાહેબને
ડુંફાવે છે

**પહાડનો અવાજ**
કેવી ભીષણ
વાતો તમને
કહે છે

જુવાનસિંહનો એકજ ગુન્હો હતો. એણે દેશની રખેવાળી કરવાની હામ ભીડી હતી. મામા સાહેબ જેવા બાજીગર સામે એણે સાદ કાઢયો હતો. એનામાં જુવાનીનું લોહી ઉછળતું હતું. એની દેશને ચરણે જીવનનો ધુપ ધરવાની ખ્વાહીશ હતી. મામા સાહેબે આ જુવાન જવાલામુખી જોયો કે તરતજ એને ડામી દેવાની રીત વિચારી—

અને લટપટીઆ હજામ માવજીની સલાહ પર મામા સાહેબે રાજનો વહીવટ ચલાવવા માંડયો અને જુવાનસીંહની તબીયત ગઇ.

મામા સાહેબે તરતજ એ જુવાનસિંહમાં દુશ્મન નિહાળ્યો અને મેદાન પર નવોજ રંગ ઉછળ્યો.



" ચાલાક ચોર "નું એક દ્રશ્ય

# એક બ્હારવટીઆની ખેલદીલી જોવા ચાલાક ચોર જુઓ



જુવાનસિંહની બાજુમાં સમશેર લટકતી, એના સીનામાં સત્ય રહેતું. એની આંખોમાં કચડાએલાઓ માટે અમૃત રહેતુ અને સીતમગરો માટે ઝેર રહેતું.

પહાડોમાં જઇ એ વસ્યો. કારણ કે મામા સાહેબની સાન ઠેકાણે લાવવાનો એણે નિશ્ચય કર્યો હતો.

જુવાનને ખબર ન્હોતી કે રાજકુંવરીએ એના પર દીલ બીછાવ્યું હતું. જ્યારે આ બન્ને જણાં એક બાગમાં ઇશ્કની ખુશબુ અનુભવી રહ્યાં ત્યારે મામા સાહેબની નજર એ પર પડી અને એ ઉશ્કેરાઇ ગયા.

જુવાનસિંહને તો મારીજ નાખું એજ એના વિચારો ! અને મામાએ દાવ ફેંકયો. બાગમાંજ માણસો મોકલી એણે જુવાનને કેદ કર્યો.

ત્યારે જુવાનસિંહની એકની એક બ્હેન સોનલ વીફરેલી વાઘણની માફક પોતાની જાગીર સાચવી રહી હતી.

## રણજીતની જીગરજીત કૃતિ એટલે ચાલાક ચોર

## ચાલાક ચોર તા. ૧૦ મી એપ્રીલથી શરૂ




જુવાનસિંહનું જીગર જલી જાય છે.

આખરે તો એક ઓરતને ! પ્રેમની વાતો કરી હાથકડી પહેરાવનાર એક બેવફા સ્ત્રીને એના હોઠ પરથી ફુલ ઝરતાં હતાં પણ હૈયામાં આવી આગ ભરી હતી. એને જીવન ઝેરના પ્યાલા જેવું લાગ્યું પણ તરતજ એણે વિચાર કરી લીધો કે ઝેરનો કટોરો ગટગટાવી શકે એજ સાચ્ચો મર્દ ! સુંવાળું જીવન એને કયાં પસંદ પણ હતું ! એ આવા વિચાર કરતો હતો ત્યાંજ એને મુક્તિ મળી.

અને સંકળાએલો સાવઝ છુટો થયો. એની ગર્જનાથી મામા સાહેબના ટાંટીઆ ધ્રુજવા લાગ્યા મામા સાહેબનો માખણીઓ હજામ માવજી પણ ઠંડો થઇ ગયો.

પણ જુવાનસિંહની વિજળી નાહકની રાજકુમારી પર પડી ! રાજકુમારી સાવ નિર્દોષ હતી. એના હૈયામાં જે વાત હતી એજ હોઠ પર એણે આણી હતી. એ તો પેલો મામો જ ! એણેજ જુવાનને જુઠું કહી પ્રણયગાન અધુરૂં ગાવા દીધું.

જ્યાં દુધ જેવી ચાંદની વરસતી હતી ત્યાં બળતી આગ વરસવા લાગી. ચાંદો સુરજ જેવો બની ગયો. ફુલની શય્યામાં કાંટાઓનું બિછાનું ઉભું થયુ.

## પહાડ પર એના ડાયરા જામતા



" ચાલાક ચોર "માં રાજા સેન્ડો અને પદ્માદેવી

પણ રાજકુમારીને ખબર હતી સાચાં ઝ્ગરોની જીત થવીજ જોઈએ. એને શ્રધ્ધા હતી કે એક દિવસ એજ જુવાનસિંહ એને ગોદમાં લેશે. અને એ કલ્પનામાં ઉડી. ગુલાબ ગોટા બની, એ પ્રેમની ગોદમાં ગઈ. પયમાનાનું પીણું બની એ આશકના નયનમાં પ્હોંચી. ભાવનાનો શ્વાસ બની એ હૃદયમાં પેસી.

જુવાનસિંહને ત્યારે સમજાયું કે જીવન એ કાંઈ પહાડ પરના ખેલ નથી. જીવન એ કાંઈ બ્હારવટું નથી.

જીવન એ તો એક એવી મસ્તી છે કે એ રસમસ્તીમાં ખેલ્યાજ કરીએ.

મામ. સાહેબ પણ જીવન જીવતા હતા પણ એના પર એ ઇમાનીની મહોર લાગી ગઈ હતી એટલે એ જીવન મલીન હતું.

માવજી પણ જીંદગી પુરી કરતો હતો પણ એમાં ખુશામતના કાળા રંગો ભળ્યા હતા માટે એ શરમભર્યું હતું. સોનલની જીવનછાયા ઉજ્વલ હતી કારણ કે એમાં ઉચ્ચ સ્ત્રીત્વ હતું.

રાજકુમારીનું જીવનજહાજ ઉજળી દુનિઆ તરફ જઈ રહ્યું હતું કારણ કે એણે ધીરજ ધરી પ્રેમની કસોટીમાંથી ઇનામ મેળવ્યું હતું..

ત્યારે જુવાનસિંહ જીવનશિખર પર બેઠો હતો. કારણ કે એની બાજુમાં ઇજ્જત સાચવતી સમશેર અને શકિતશાળી સુંદરી હતી.

# RANJIT MARCHES on



Whether
You go up, or
You go down
*i. e.*
Whether you go to the Himalayas or Cape Comorin Everywhere you will find

# RANJIT PICTURES

BREAKING RECORDS:
**Black Bandit**
**Dil-ka-Daku**
**Matlabi Duniya**
**Prabhu-ka-Pyara**
**Tigress**
**&**
**Return of**



# TOOFAN MAIL

Be on Look out for these BOX OFFICE SMASHERS.

---


*Published every fortnight*

**Annual Subscription**

**Inland Rs. 2 - - Foreign Sh. 6.**

Intending Subscribers are requested to Remit the Subscription M.O. or P.O. No V.P.P. will be sent. All correspondence should be addressed to:

RANJIT BULLETIN

**DADAR MAIN ROAD**

**BOMBAY 14.**

દર પંદર દિવસે પ્રગટ થ[illegible]

રણજીત બુલેટીન:—

વાર્ષિક લવાજમ રૂા. ૨–૦–૦

પરદેશ — ૬ શીલીંગ

જેઓને ગ્રાહક થવું હોય તેઓએ મનીઓર્ડરથી પૈસા નીચેના સરનામે મોકલી દેવા.

વી. પી. કરવામાં આવશે નહિ

પત્ર વ્યવહાર માટે પણ લખો :-

રણજીત બુલેટીન

દાદર મેઇન રોડ, મુંબઇ-૧૪.

પ્ર..ુકા
પ્યા.રાને
પા.

ઝરૂ .ાઓને
બ.. .
ઝું. .ીમાં ?



" સિપાહીની સજની "નું એક દ્રશ્ય

કુ.ારી ગોહર,

"સિપાહીની સજની" આજ રોજ જોઈ ..ને તરત જ આ પત્ર લખી નાખું છું. .ને એ ફીલ્મ ગમી કારણ કે એમાં તમારૂં ..ાજ પ્રકારનું કામ છે. તમને જ્યારે ..ીમાં ઝપોળે છે ત્યારે મને એમ થયું .. કે નટી બનવું એ કાંઈ બહુ સહેલું .ામ નથી. અને તમને બેડી સાથે સિપાહી .ચી જાય છે ત્યારે પણ એજ લાગણી થઈ .ાવી હતી.

તમે "પ્રભુકા પ્યારા"માં કોઈ ઝુંપડાંમાં .ેનારને સહાય કરવાની ભૂમિકા ભજવનાર .. એ જાણતાં મને ખુબજ આનંદ થયો છે.

રોજ રોજ છાપામાં દેશની કંગાલીઅતની .તો વાંચવામાં આવે છે. એટલે ઝરૂખાઓને .દલે હવે ઝુંપડી પર વાર્તા ગુંથાય એ ..ક રીતે ઇચ્છવા જેવું છે.

તમે દેશ દાસી બની આવ્યાં ત્યારે પણ ..ને તમારી ભૂમિકા પાછળનો હેતુ ગમ્યો .તો—હવે તમે સમૃદ્ધિ સીવાયની દુનીઆમાં .મારા પાત્રનાં પગલાં લઈ જવાનાં છો એટલે જરૂર એ જોવા જેવું બનશે એની મને શ્રધ્ધા છે.

"પ્રભુકા પ્યારા"માં હીરોની ભૂમિકા કોણ ભજવે છે ?

લી० મનોરમા.

# ...શ અને સાબુના બાદશાહો



સાબુ અને પ્રશના બાદશાહો એટલે હજામો. તેઓએ જગતના ઇતિહાસમ જરૂર ...મુક અક્ષરે માગી લીધા છે. રા'માંડળીકનો ખાસ માણસ માંડણ હજામ હતો.

અસ્માના અમલદારો એટલે પગે ચાલતું ગેઝેટ !—એક બીજાના કાન પર ખબરો ...કવાની કલામાં તેઓ ઘણાજ કાબેલ.

હજામત ચાલતી જાય, અને જીભ પણ એનાથી આગળ જતી જાય. તેઓએ ...નેક રાજ્યોમાં ઉથલપાથલ આણ્યાના દાખલા છે.

તેઓની થેલીમાં હજામતનો સામાન રહે છે અને એ થેલી પર નજર નાખ... નાખતાં ...ઓ ભુતકાળ સંભારે છે !

"કયાં છે એ રાજાઓ જેની મુછો પર કાતર જતી નહિ પણ હાથ જતા. કયાં છે એ ...દગાનો જે દાઢી ઓડવા સિવાયની સલાહ માગતા ?

કયાં છે એ બાપુઓ જે કસુંબાના ઇનામ આપતા ?"

પણ "ચાલાક ચોર"ના માવજીભાઇનો અનોખોજ અનુભવ છે. એ તો રીશીલુની માફક ...જયની જમીન પર ચાલી રહ્યા છે. હજામતને બદલે હકુમત મેળવી રહ્યા છે.

પણ તેઓ ભુલી જાય છે કે રીશુલીમાં મગજ હતું

માવજીભાઇએ તો એમજ માની લીધું છે કે દાવ અજમાવવાથી જગત સર કરી શકાય ...કે પણ પ્રશ અને સાબુના આ શાહજાદાને ખબર નથી કે જગત દગાને કદી સંઘરતું નથી.

તમે "ચાલાક ચોર"માં માવજી હજામને જુઓ ત્યારે સમજાશે કે એ કેવા ...દાવ ખેલે છે !

# દુનિયાના

### ટેલીવીઝનનું એક કદમ આગે-

ટેલીવીઝન એટલે ગમે તે સ્થળે બનતા બનાવો ઘેર બેઠાં જોઇ શકાય તેવું યંત્ર. આની શોધ તો વર્ષો પૂર્વે થઇ ગઇ છે, પરંતુ તેને સહજ રીતે ઉપયોગમાં લેવાના ને એ શોધને બહલાવવાના પ્રયત્નો આજ દિન લગી થઇ રહ્યા છે—ને ભવિષ્યમાં થશે.

એ દિશામાં થયેલો નવો પ્રયોગ જોતાં જણાય છે કે, ટેલિવિઝનનો પડદો વિસ્તૃત થઇ શકયો છે-સાડા છ ચોરસફુટ જેટલા ચિત્રો બતાવી શકાય તેમ છે. જ્યારે જ્યારે દ્રસ્ય એક સ્થળેથી બીજે સ્થળે રવાના કરવાનું હોય ત્યારે તે દ્રસ્યમાં પ્રકાશ અને છાયાના પ્રમાણમાં ઇલેકટ્રીક બળ ચાલવા માંડે છે-ને આખું દ્રસ્ય યાંત્રિક ગોઠવણ કરી હોય તે-તે સ્થળે ઉમટી આવે છે. આથી "ન્યુઝ" ચિત્રપટો થીયેટરોમાં બનાવવાની જે આશા રખાય છે તે હવે જે સમય જાય છે એટલામાં પુરી થશે એમ મનાય છે.

### પ્લેટ પર છબી પડીજ શકતી નથી

પ્રેગનો એક સંદેશો જણાવે છે કે પોલિસ ખાતા તરફથી આયર્વન સ્લેન નામના રશિયન શખ્સનો ફોટો લેવામાં આવ્યો હતો, પરંતુ પ્લેટ પર તેની છબી જ ઉતરી ન હોતી. બીજી વાર પોલિસે છબી પાડવાનો પ્રયત્ન કર્યો. રસાયણો વડે પ્લેટ ધોઇ પણ પ્લેટ કોરી મળી આવી! પ્રતિકૃતિ ઉમટીજ નહિ!

# ...ંગ ઢંગ

ફોટોગ્રાફરે માથું ખંજવાળ્યું. અ.ખો મેરા તપાસી જોયો. પ્રકાશની ગોઠવણુ કરી. રીવાર છબી પાડવાનો પ્રયત્ન કર્યો! પણુ અફસોસ......છ પ્રયાસો ફોક ગયા.

કેદીએ જો પોતાને છોડી મુકવામાં આવે તો, પોતાનું ઇલમ સમજાવવાનું કહ્યું. પરંતુ પોલીસે એ નાકબુલ કર્યું છે.

કેમેરાની આંખો પર વશીકરણુ વિદ્યા ચલાવનાર આ જાદુગર ખરેખર અજાયબ વિભુતિ હશે!

* ✻ *

વિજ્ઞાનનો પ્રકાશ દીનપ્રતિદીન ફેલાતોજ જાય છે. નવી નોખી શોધો પાછળ માણુસ મટકયાજ કરે છે. જ્ઞાનની થપ્પીઓ રોજ રાજ લાગતી જાય છે. માણુસ જે શોધ કરે છે એ વાતનું ભાન થયા પછી જરૂર એમ લાગે છે કે માણુસ કુદરતનો કેવો કાબુ લેતો જાય છે?

એજ રીતે એવા ખબર મળે છે કે એક નવા તારાની શોધ થઇ છે જે પૃથ્વી કરતાં ૧૦,૦૦૦,૦૦૦ ઘણો વધુ વજનદાર છે. જે સૂરજને પણુ ઢાંકી દે તેવો પ્રકાશ ભરેલો છે. આઇન્સ્ટાઇનના શિષ્ય ડો. સરગીએ આ શોધ કરી છે.

આ તારાનું વજન ૪૨૦,૦૦૦,૦૦૦ ૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ટન જેટલું છે.

એવી ગણુત્રી કરવામાં આવે છે કે સૂરજ કરતાં એ ૧૦૦૦,૦૦૦ ગણો વધુ પ્રકાશ વાળો છે.

---

મારતે ઘોડે
એ દુશ્મનોને ડારવા જાય છે--

મારતે ઘોડે
એ ઇજ્જત અને ઇમાનની વાતો કહેવા

વેસ્ટ એન્ડ પર પહોંચે છે

" ચાલાક ચોર "

ખરેખર ચાલાક છે










FEATURING

RAJA SANDOW
PADMA
KHATOON
ISHWARLAL
GHORY
DIXIT
CHARLI
RAM-APTE
KESHRI
SHANTA



બોંબે ઓપટીકલ કું.

ચશ્મનાં સંગાથી ચશ્માં

લૅટેસ્ટ સ્ટાઇલની રણજીત ફ્રેઈમો,
ક્રુકસ, ઝાઇસ, પેબલ્સ અને
ગ્લાસના વેપારી

એ મેળવવા
આહીંજ
આવજો.

The BOMBAY OPTICAL COMPANY

૩૪૭, કાલબાદેવી રોડ,
મુંબઇ.

આવે છે !　　　　　　　　　　　　　　　　　　આવે છે !!




RAJA and ROSA
SANDOW HATÉ
in
"DIL KA DAKU"
with
ISHWARLAL, KHATOON
DIXIT, CHARLIE & OTHERS.

'दिल का डाकु'

"દીલ કા ડાકુ"નું દૃશ્ય

રાજા સેન્ડો, રોઝા હાટે

રૂધીક પ્રોડક્શન

રણજીતનું

દીલજીત પીકચર

Registered No. B. 3386

## શુક્રવાર તા. ૧૦ મીથી શ




પહાડી જીવનન
પડછંદા જગાવતું–

સાહસ અને શૌર્યન
છોળ ઉડાડતું–

વતન ખાતર સ
ફરેશાની તમન
દાખવતું–

**રણજીત**
**પ્રાણવાન**
**બોલપટ**

મુખ્ય કામઃ—
**રાજા સેંડ**
**પદ્માદેવી**

# ચાલાક ચોર

# વેસ્ટ એન્ડ ટૉકીઝ

Edited, Printed and Published by CHATURBHUJ ANANDJI DOSHI for Ranjit Movitone (Dadar).
at Moj-Majah Printing Press, Khatau Building, Girgaum BOMBAY 4.